# મારી હકીકત

અથવા

# નર્મદનું સ્વાત્મચરિત્ર

(ઈ. સ. ૩ ૭ સપ્ટેંબર ૧૮૩૩ થી તે ૧૮ મી સપ્ટેંબર ૧૮૬૬ સુધી)

(ભાગ ૧ લો-સચિત્ર)



કવિ નર્મદાશંકર લાલશંકર દવે

છાપી પ્રકટ કરનાર

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન. સર્કલ, કોટ-મુંબઈ નં. ૧.

ઈ. સ. ૧૯૩૩. વિ. સં. ૧૯૯૦.

# પ્રસ્તાવના



કવિશ્રી નર્મદાશંકરે પોતાના લેખોનો એક સંગ્રહ ઈ. સ. ૧૮૬૫ ના સપટેમ્બર માસમાં બાહાર પાડ્યો, તેને "નર્મગદ્ય" એવું નામ આપ્યું હતું. આ નર્મગદ્ય ગુજરાતી પ્રેસના આદ્ય માલિક સ્વ. શ્રી. ઈચ્છારામ સૂર્યરામ દેશાઈએ "જૂનું નર્મગદ્ય" એ નામે ઈ. સ. ૧૯૧૨ માં પ્રકટ કર્યું છે, અને તે અદ્યાપિ પર્યંત વેચાતું મળે છે. કવિએ તે પછી "સુરતની મુખતેસર હકીકત" એ નામનો સુરતનો ઇતિહાસ બાહાર પાડ્યો હતો. (ઈ. સ. ૧૮૬૬ માં) તેને નર્મગદ્ય પુસ્તક ૨ જું અંક ૧ લો, એવું નામ આપેલું. આ ભાગ પછી સરકારે ખરીદી લીધેલા (ઇ. સ. ૧૮૭૪ માં) નર્મગદ્યમાં થોડાક સુધારા વધારા સાથે છપાયો છે. તોપણ મૂળ પ્રથમાવૃત્તિમાં કેટલીક હકીકત હતી, તે અમુક ચોક્કસ કારણોને લીધે સરકારી આવૃત્તિમાં છપાવતી વખતે કવિશ્રીને પરાણે કાઢી નાંખવી પડી હતી. આજે એ પુસ્તક પ્રયાસ કરવા છતાં પણ પ્રાપ્ત થઇ શકતું નથી. એના પાના ૧ થી ૬૦ રોયલ સાઇઝનાં છે. તે પછી નર્મગદ્ય પુસ્તક બીજાના બીજા અંક તરીકે કવિશ્રીએ પોતાનું આત્મચરિત્ર "મારી હકીકત"ની અમુક બે–પાંચ નકલોજ માત્ર છપાવી રાખેલી, પણ તેની પ્રતો પ્રજામાં વેચાણ માટે મૂકેલી નહીં (એનાં પાનાં ૬૦ થી ૧૩૨ રોયલ સાઇઝનાં છે.) પણ પોતાના મરણ બાદ, એમાં આવતી સર્વ વ્યક્તિઓ અસ્તિત્વમાં ન હોય ત્યારે પ્રકટ કરવાની વિનતી કરી, પોતાના અમુક વિશ્વાસપાત્ર સ્નેહી સંબંધીઓને તેની એકેકી નકલ આપી મૂકેલી. આ આત્મચરિત્રના ભાગનો ગુજરાતના અદ્વિતીય સમાલોચનકાર સ્વ. પંડિત નવલરામ લક્ષ્મીરામે, નર્મકવિતાની નવી ત્રીજી આવૃત્તિ છાપતી વખતે (ઇ. સ. ૧૮૮૮ માં) "ગુજરાતી" પ્રેસ અને પત્રના માલીક સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇની વિનતી ઉપરથી તેમાં છાપવાને 'કવિજીવન' (નર્મ ચરિત્ર) લખી આપ્યું (ઇ. સ. ૧૮૮૭ માં) તે વખતે તેનો આધાર લીધેલો. તે પછી રા. કનૈયાલાલ મુનશીએ ઇ. સ. ૧૯૨૬ માં "ગુજરાત" માસિકમાં એ હકીકત છાપવા માંડી હતી, પછી તે અમારી વિનતી ઉપરથી થોડુંક છાપી બંધ રાખી. સને ૧૯૩૦ અને ૧૯૩૧ ના દીવાળીના ખાસ અંકોમાં થોડોક ભાગ છપાયો હતો. આ પ્રમાણે "મારી હકીકત"ની કથની છે. કવિશ્રીની અંતિમ ઇચ્છા પ્રમાણે ચાલવાને આજે અમારા પૂજ્ય પિતાશ્રી સ્વ. ઇચ્છારામને જે તક ન મળી તે તેમના પુત્રોને મળે છે, તે માટે તેઓ પોતાની જાતને ધન્ય માને છે. આજે તેની જન્મ શતાબ્દીનો પ્રસંગ ઉજવવાને માટે ગુજરાતની

આમ પ્રજા અને સાક્ષરવર્ગ નિર્મત્સતાથી પ્રવૃત્ત થયો છે, તે માટે કવિશ્રીનો પવિત્ર જીવાત્મા આનંદ પામતો હશે, એવી કલ્પના થઇ શકે છે.

"ગુજરાતી" પત્રને અને કવિ નર્મદાશંકરને ભત્રીજા ફોઇનો સંબંધ છે, એટલા માટે એમની જન્મ શતાબ્દી ઉત્સવ પ્રસંગે અમે કવિનું સ્વાત્મ ચરિત્ર તા૦ ૨૭–૮–૩૩ ના "ગુજરાતી" પત્રના અંકમાં છાપી વાચકોના કરકમળમાં અર્પણ કર્યું છે, જેથી કવિના કાર્ય અને જીવનની સ્મૃતિ ફરીથી તાજી થાય. આ પુસ્તક અમે ગ્રંથરૂપે ફરી સચવાઇ રહે તેટલા માટે છુટો છાપ્યો છે. આ પહેલો ભાગ છે. આ ભાગમાં કવિશ્રી ન્હાનાલાલે "કવિ સિંહન" નામનો પોતાનો લેખ એક ઉપોદ્ઘાત તરીકે છાપવાની રજા આપી તે માટે તેમનો ઉપકાર માનું છું.

હવે પછી બીજો ભાગ પ્રકટ થશે. એમાં કવિએ પોતાના જીવનની જે મુખ્ય મુખ્ય નોંધો કરી રાખી છે, તેમાંથી કેટલુંક, જે જૂના કાગળોમાં નષ્ટ થતાં બચી ગયું છે તે છપાશે. સાથે તેમનાં પત્ની શ્રી ડાહીગવરીની નોંધ, તેમની સાથેનો કવિનો પ્રસંગ, તેમના સમયના વિદ્વાનો વગેરે સાથેનો તેમનો પત્રવહેવાર, વિદ્વાનોએ તેમની સાથે કરેલો પત્રવહેવાર, કવિના પોતાના કાવ્યો વિષેનો પોતાનો મત, વગેરે ઘણી જાણવા જેવી હકીકતો કવિનાં જ શબ્દોમાં આવશે. વચ્ચે કેટલીક સાંકળો ગોઠવવા માટે અમારી તરફથી પદરનું ઉમેરવામાં આવશે. સારાંશ એ કે કવિના જીવન, સમય, કાર્ય, પ્રવૃત્તિ વિશે જેટલાં કંઈ સાધનો ઉપલબ્ધ થયાં છે તે સર્વનો સમાવેશ આ પુસ્તકના બીજા ભાગમાં કરવામાં આવશે. એ ઉપરાંત ગ્રન્થનું કદ જો વધી નહિ જશે તો કવિએ નાગરોત્પત્તિ સંબંધી જે લખાણ કર્યું છે, તે તથા કવિ વલ્લભદાસનો "નાગરોત્પત્તિ અને નરસિંહ મહેતાના પુત્ર શામળશાહનો વિવાહ" એ પણ છાપી પ્રકટ કરવામાં આવશે. આ કાવ્ય નાગરોએ ખાસ વાંચવા જેવું અને સંગ્રહ કરવા જેવું છે. છેવટે કવિના ગ્રન્થો, કાવ્યો, લખાણો વગેરેની એક સંપૂર્ણ યાદી, અપ્રકટ ગ્રન્થો, લેખો વગેરેના થોડા નમુના પણ છાપવાનો અમારો ઇરાદો છે. ગુજરાતની સુજ્ઞ અને સાહિત્યપ્રેમી જનતાએ કવિ નર્મદનો સોમા વર્ષનો જન્મોત્સવ ઉમંગથી ઉજવ્યો તે માટે તેને અને ગુજરાતી સાહિત્યપરિષદ સમિતિને ધન્યવાદ ઘટે છે. પરિષદ સમિતિએ જે ચિત્રાવલી અને સ્મારક ગ્રન્થ પ્રકટ કર્યો છે તે સર્વ રીતે ઉત્તેજનને પાત્ર છે. આ રીતે આ ગ્રન્થમાં પૂરી પાડેલી સામગ્રી ઉપરથી અન્ય વિચારક લેખકોને કવિના જીવનચરિત્ર વિશે સારો ખ્યાલ આવશે, એવી અમને આશા છે.

મુંબઈ
સં. ૧૯૯૦ પ્રબોધિની એકાદશી

સંપાદક:
નટવરલાલ ઇચ્છારામ દેસાઈ

# વિષયાનુક્રમ





( **નોંધ:** દરેક વિરામમાં મુખ્ય અને પેટા મથાળાં વગેરે કરેલાં છે તે કવિ નર્મદનાં નથી, પણ સંપાદકે વાંચનારની સુગમતા માટે કરેલાં છે. )

# કવિ નર્મદના વેચાતા મળી શકતા ગ્રન્થો

## નર્મ કવિતા (મોટી)

એમાં નીચે પ્રમાણે કવિતાનો સંગ્રહ છે. ટીકા, ટીપ્પણ, સમજુતિ સાથે.

**પહેલા ભાગમાં** નીચે પ્રમાણેનાં કાવ્યો છે. કેફ, શ્રીમંતને પરમાર્થ વિષે શિક્ષા, ગંગી (સ્ત્રીઓને છુટ આપવા વિષે), લલીતા, લઘુહિતોપદેશ, **સાહસ દેશાઇ**, વજી, **આત્મબોધ**, **વૈધવ્યચરિત્ર** ભાગ ૧ લો. સ્વતંત્રતા, ઇશ્વરપ્રાર્થના, મૂળાક્ષરોને શિક્ષા, ગોપીગીત, રૂકિમણી હરણ, **ઋતુવર્ણન**, લઘુ ઋતુવર્ણન, પ્રેમનીશો, પ્રેમનીતિ, માતા–પિતાનું સ્તવન, આગગાડી, બ્રહ્માંડલીલા, વનવર્ણન, પ્રવાસવર્ણન, **શૂરવીરનાં લક્ષણો** અથવા **શૂરવીર પચ્ચીશી**, વ્હેમનો કોટ તોડી પાડવા વિષે, ભણવા વિષે, સંપ વિષે, **સાહસ** (સહુ ચલો જીતવા જંગ), વ્હેમ સામે સજવા સારૂ સુધારાને ઉત્તેજન, વજેસંગ ને ચાંદબા, **નર્મટેકરી** ઉપર કરેલા વિચાર, આશા, ધીરજ, દેશીઓને સંકટમાં મદદ કરવા વિષે, શિકારી ને હરણીની વાત, **હિંદુઓની પડતી** (સંપૂર્ણ,) અનુભવ લહરી, કુસુદચંદ પ્રેમપત્રિકા, સુરત શહેર, રૂદન રસિક, કમાઇના કર વિષે, જીવરાજ, ચોપાટીની ટેકરી ઉપરથી જોયલો દેખાવ, શેરની ચઢતી પડતી, વીરસિંહ (૩ સર્ગ), **અદ્‌ભૂત યુદ્ધ** (રામ–રાવણની યુદ્ધકથા).

**ભાગ ૨ જામાં** નીચે પ્રમાણે કવિતાઓનો સંગ્રહ છે.

પ્રથમ વીર કવિતા, ખંડ **૧ લામાં** ઇશ્વિર સંબંધી જ્ઞાનપૂર્વક ભક્તિ, જ્ઞાનપૂર્વક વૈરાગ્ય, જ્ઞાનપૂર્વક ઐક્ય, ફારસી ઢબની કવિતા.

ખંડ **૨ જામાં** નીતિ સંબંધી કવિતા; ખંડ **૩ જામાં** દેશાભિમાન સંબંધી કવિતા, ખંડ **૪ થામાં** સ્ત્રી શિક્ષણ સંબંધી કવિતા, ખંડ **૫ મામાં** ઘરસંસાર સંબંધી કવિતા, ખંડ **૬ ઠ્ઠા મ**ાં પ્રીતિ સંબંધી કવિતા–મૈત્રી, પ્રિયાની વાણી, પ્રિયની વાણી, ખંડ **૭ મામાં** ગ્રામ અને સૃષ્ટિસૌન્દર્ય, શરદપુનેમ, ખંડ **૮ મામાં** સ્ત્રીઓને ગાવાનાં ગીતો. ખંડ **૯ મામાં** વિવિધ વિષયની કવિતા. ખંડ **૧૦ મામાં** હિન્દવી ભાષા કવિતા.

**ભાગ ૩ જો** કાવ્યશાસ્ત્ર સંબંધી ગ્રંથો. (૧) પિંગળપ્રવેશ, (૨) અલંકારપ્રવેશ, (૩) રસપ્રવેશ, (૪) નાયિકા વિષય પ્રવેશ. લગભગ ડેમી સાઇઝના ૧૧૦૦ પાનાનો ગ્રંથ છે. કીંમત રૂ. ચાર. ટ. ખ. જુદું.

## જુનું નર્મગદ્ય

કવિના સને ૧૮૫૦ થી તે ૧૮૬૫ આગસ્ટ ૩૧ મી સુધીનો સંગ્રહ. એમાં નીચે પ્રમાણે લેખોનો સંગ્રહ છે.

(૧) ૧૪ નિબંધો. (૨) ૨ સંવાદો.

(૩) બુદ્ધિવર્ધક ગ્રંથમાંના ૪૨ લેખો.

(૪) ડાંડીયામાંના ૫૦ લેખો. (૫) સ્ફુટ વિષય ઉપર ૮ લેખો. (૬) ગુજરાતી કવિઓનાં ચરિત્રો. (૭) પરિશિષ્યમાં બે નવા લેખો છે, જે કવિની મૂળ પ્રતમાં નથી તે. (૮) છપાવેલા ગ્રંથોની યાદી. (૯) જાહેર સભામાં કરેલાં ભાષણોની યાદી, ગ્રંથ અપૂર્વ છે. કીંમત માત્ર રૂ. ૩.

---

## દેશવ્યવહાર વ્યવસ્થા

અર્થશાસ્ત્રનો સુંદર ગ્રંથ મહેતાજી અને શિષ્યના સંવાદરૂપે છે. આ આખો ગ્રંથ ૨૨ સંવાદમાં લખાયલો. કીંમત રૂ. ૧-૪-૦.

---

## ધર્મવિચાર

ધર્મવિચાર-કવિ નર્મદના ઇ. સ. ૧૮૭૯ થી ૧૮૮૪ સુધીના લેખોનો અપૂર્વ સંગ્રહ-લેખસંગ્રહ નીચે પ્રમાણે છે.

(૧) સુધારો અને સુધારાવાળા, (૨) આર્યોતકર્મ, (૩) મુક્તિતંત્ર, (૪) ધર્મ જિજ્ઞાસા, (૫) આર્યદર્શન, (૬) લગ્ન, (૭) દેશાભિમાન, (૮) સામાજિક તથા સનાતનધર્મ સ્થિતિ, (૯) બુદ્ધિ, (૧૦) સ્વદેશાભિમાન, (અવલોકન રૂપે), (૧૧) ગ્રહણ કાળ. કીંમત રૂ. ૧-૪-૦.

---

## રામજાનકી દર્શન (નાટક)

કવિએ પાંચ નાટકો લખ્યાં હતાં. કૃષ્ણાકુમારી, સારશાકુન્તલ, દ્રોપદીદર્શન, રામજાનકીદર્શન, અને બાળકૃષ્ણવિજય, એમાંથી આજે માત્ર રામજાનકીદર્શન નાટક વેચાતું મળે છે. એમાં આખા રામાયણનો રસીક સાર છે.

આ નાટક રંગભૂમિ ઉપર ભજવાયું હતું અને તેના ઘણા પ્રયોગો થયા છે. કવિનું આ એક પ્રાસાદિક પુસ્તક છે. કીંમત રૂ. ૦-૧૨-૦.

---

## સ્ત્રીગીતસંગ્રહ અથવા નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતો

આમાં (૧) જનોઇના ગીતો, (૨) લગ્નનાં ગીતો, માલેણુ, મીઠી, ચોસર, તેલ, મોતી, કાગડો, સાંજી, નગારાં, વીંજણો, ઘોડી, બનડા, સંધ્યા, મોશાળું, રન્નાદેવ, ઇશ્વિર–પાર્વતીવિવાહ, રૂકમણિ વિવાહ, આરતી, પહેરામણી, સીતાવેલ, સીતાજીનો સાંહેલો, પોંખવાના, ચોરીના, માયરાના, વરઘોડાના, તોરણના, હાથેવાળાના, માંડવાના, ફેરા ફરતી વખતના, વહુવર વિદાયના, (૩) સિમંતના, અઘરણીના, મહાડનાં વગેરે ઘણાં ગીતોનો સંગ્રહ છે. આ ગીતો એકલા નાગર સ્ત્રીઓ જ ગાય એમ નથી, પણ ઘણી ન્યાતોમાં ગવાય છે. આ સંગ્રહ અપૂર્વ છે. એના જેવો બીજો સંગ્રહ થયો નથી. જનોઇ, લગ્ન, સીમંત અને પરચુરણ, એમ ચાર ભાગમાં સંગ્રહ છે.

કવિએ દરેક મંગલપ્રસંગની રીતોનું પણ યથાશક્ય વર્ણન અને સમજુતી આપેલાં છે. કીંમત માત્ર ૧૦ આના.

---

**નભુવાણી**–કવિના એક મિત્ર, નડિયાદના ભક્ત કવિ, **નભુલાલ**ની પ્રાસાદિક વાણીનો અપૂર્વ સંગ્રહ. કીંમત રૂ. ૨–૦–૦.

**નોંધ:** આ સર્વ પુસ્તકો ઉપર ટપાલ ખર્ચ જુદુ સમજવું.

ગુજરાતની કોઇ પણ લ.યબ્રેરી–પુસ્તકાલય કવિના આ અમુલ્ય વિચારોવાળા ગ્રન્થોથી વંચિત રહેવું નહિ જોઇએ.

---

### ફરી છપાતા ગ્રન્થો

**નર્મકોશ**–સ્વર વર્ગ, ક વર્ગ, ચ વર્ગ સુધીના શબ્દો. કવિની પ્રસ્તાવના, ગુજરાતી ભાષાનો ઇતિહાસ, ઉત્સર્ગો વિશે વિવેચન, જૂના ગુજરાતી કવિઓ વિશેની, એની કવિતા, કોશ વિશેના વિચારો વગેરે.

કીંમત રૂા. ૩–૮–૦

---

**નર્મગીતા**–ગીતાનું સુબોધ સરળ ભાષાંતર.

આ ગીતાના મ. ગાંધીજીએ, દાદાસાહેબ જી. એસ. ખાપર્ડે, અને સ્વ. ઇચ્છારામે વખાણ કર્યાં છે. કીંમત રૂા. ૧–૦–૦

---

**ઉત્તર નર્મદ ચરિત્ર**–"મારી હકીકત"માં જ્યાંથી બાકી છે ત્યાંથી તે અવસાન કાળ પર્યંતની કવિની જીવનકથા આપવામાં આવશે.

# કવિમિલન

[ શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ. ]

**અને** પછી કાળને કોક કાંઠડે કવિઓનું મિલન થયું. બુદ્ધિવાદમાં ધર્મવાદ ભળ્યો ત્ય્હારે સંસ્કૃતિઓના સંગમઘાટે એ કવિવરો મળ્યા.

મહાવનમાં કો જળાશયની પાળે સિંહ અને ગજરાજ ક્ય્હારેક મળે, એમ એ કવિવરો મળ્યા. નર્મદ સિંહ હતો, દલપત ગજરાજ હતા.

નર્મકવિતાની પ્રસ્તાવના લખતાં નર્મદમિત્ર નવલરામ કહે છે કે 'એ તો ક્ય્હારનું સર્વાનુમતે સિદ્ધ થઈ ચૂકયું છે કે આ જમાનાના કવિ તો બે જ: નર્મદાશંકર ને દલપતરામ. જ્યાં કવિ શબ્દનું ઉચ્ચારણ કર્યું, ત્યાં પ્રથમ પ્રતીતિ સર્વ ગુજરાતીના મનમાં એ બેમાંના કોઇએકની થાય છે'. ૧૯ મી સદીના ઉત્તરાર્ધમાં કવિતાદેશ એ બેએ સર કીધો હતો.

ઇસ્વી ૧૯૨૨ માં વસંતપંચમીએ મુંબઇમાં દલપતજયંતિના પ્રમુખપદેથી કહ્યું હતું કે નર્મદને સંભાર્યા વિના દલપતજીવનકથા અધૂરી રહે. તડકાનો તાપ સમજ્યા વિના ચન્દનીની શીતળતા પૂરી ન સ્હમજાય કે ન મણાય. નર્મદદલપત તાપ ને ચન્દની જેવા હતા.

નર્મદાની ઉત્તરે ગુજરાતસૌરાષ્ટ્રને મન હતા કવિ એટલે દલપતરામ; અને નર્મદાની દક્ષિણે સુરતમુંબઇને મન હતા કવિ એટલે નર્મદાશંકર. પણ એ જમાનાના ગુર્જરકવિવરો તો એ બે જ દલપત ને નર્મદ. ગુજરાતના દિવસને ને રાત્રિને ત્ય્હારે એ બે અજવાળતા. નર્મદ દેશને અજવાળતો, પણ દઝાડતો યે ખરો. દલપત ચન્દ્રની પેઠે ચાંદની ઢોળી પ્રજાઓષધિઓને પોષતો.

અને અન્તે પછી એક તિથિએ દલપત ને નર્મદ મળ્યા.

સારૂં ગુજરાત એને ન બનવા જેવું માનતું. પણ દલપત ને નર્મદ મહાપુરુષો હતા. વ્હેંતિયા માનવીઓ માને છે તે નિજનિજની બુદ્ધિના માપ અનુસારે માને છે, એમ એ મહાપુરુષોએ સિદ્ધ કીધું.

ધીરગંભીર વહતા મહાનદના પ્રવાહવિસ્તારને આભગડગડતા ગિરિઘોષનો મહાઓઘ આવી મળે, જગતચોકમાં એવો દલપતનર્મદનો સંગમ થયો. ગુજરાત ઘડીક થાળે પડ્યું.

કવિમિલનના એ પ્રસંગની પાછળ નર્મદનો ઇતિહાસ છે, ગુજરાતનો ઇતિહાસ છે, જગતનો ઇતિહાસ છે. ગુજરાતના કવિવરોનું મિલન એ ઐતિહાસિક પ્રસંગ હતો, અને એની પાછળ ઇતિહાસો વિસ્તરતા.

એ ઇતિહાસોને, વિહંગદૃષ્ટિએ પણ, નિહાળવા પડશે. નર્મદને ઓળખ્યા વિના દલપત પૂરો નહિ ઓળખાય.

વૃન્દાવનવાસી વ્રજચંદ્ર શ્રીકૃષ્ણનું પૂર્વજીવન એક વિધનું હતું, અને દ્વારકાધીશ કુરુક્ષેત્રવિધાતા શ્રીકૃષ્ણનું ઉત્તરજીવન અન્ય વિધનું હતું. કૃષ્ણજીવનનો પૂર્વકાંડ તે ભાગવત, ઉત્તરકાંડ તે મહાભારત. સમગ્ર કૃષ્ણજીવનના ઉપાસકોએ પૂર્વકાંડ ને ઉત્તરકાંડ ઉભયને જાણવાના હોય.

રામાયણઉપાસક ઉત્તરકાંડ ન વાંચે તે રઘુવીરને અડધેરાક ઓળખે.

નર્મદજીવનના પણ પૂર્વકાંડ ને ઉત્તરકાંડ છે. સમગ્ર નર્મદના ઉપાસકોએ પણ નર્મદજીવનના પૂર્વકાંડ ને ઉત્તરકાંડ ઉભય વાંચવાવિચારવાના હોય. નર્મદના પૂર્વજીવનને માત્ર પૂજે છે તે નર્મદના કલાઅવતારને પૂજે છે; નર્મદના ઉત્તરજીવનને માત્ર પૂજે છે તે પણ નર્મદના કલાઅવતારને પૂજે છે. ઉભયના સમન્વયના પૂજારીઓ જ સમસ્ત નર્મદજીવનના પૂજારીઓ છે.

નર્મકવિતા, નર્મગદ્ય, નર્મકોષ, રાજ્યરંગ—મહાકાલદર્શન ને ધર્મવિચારની પંચેન્દ્રિયોથી નર્મદનો અક્ષરદેહ ઘડાયેલો છે. ૧૮૫૫ માં નર્મદે પ્રથમ કાવ્ય રચ્યું ત્ય્હારથી તે ૧૮૬૫ માં મુંબઈ મૂકી સૂરતવાસ કીધો એ દાયકો તે નર્મદજીવનનો પૂર્વકાંડ. અને વિક્રમાર્ક ૧૯૩૦ ના (૧૮૭૪) બેસતા વર્ષે સૂરતમાં સરસ્વતીમન્દિરનું વાસ્તુ કીધું ત્ય્હારથી તે ૧૮૮૬ માં દેહલીલા સંકેલી લીધી ત્ય્હાં સુધીનો દાયકો તે નર્મદજીવનનો ઉત્તરકાંડ. ૬૫ થી ૭૪ સુધીની વચગાળાની દશવર્ષી તે કોશની ને સંક્રાન્તિકાળની.

સ્વયં નર્મદ ધર્મવિચારમાં (પા. ૩૫, નોંધમાં) કહે છે કેઃ નર્મદાશંકર ૧૮૫૮ માં શાસ્ત્રી વ્રજલાલ સાથે વાતો કરતો એકેશ્વરમતના પ્રચારને અર્થે; ૧૮૬૦ માં ઉપદેશ કરતો; ૧૮૬૫ માં તે ઉદ્યોગ બંધ પાડી બેઠો; પછી તે ધર્મશોધનમાં વિશેષ લાગ્યો; કે જેનું પરિણામ આ થયું કે ૧૮૭૫ થી વેદધર્મના પોતાના જૂના સંપ્રદાય ભણી વળ્યો છે.

નર્મદનું પૂર્વજીવન અડધઝાઝેરૂં છે નર્મકવિતામાં ને બાકીનું છે નર્મગદ્યમાં. નર્મદનું ઉત્તરજીવન અડધઝાઝેરૂં છે રાજ્યરંગમહાકાલદર્શનમાં ને બાકીનું છે ધર્મવિચારમાં.

કવિના પૂર્વજીવનથી ઉત્તરજીવન લેશે ઉતરતું નથી, બલ્કે—કોક અપવાદ બાદ કરતાં—નિર્મળું, ઉમદા, મેઘગંભીરૂં છે. એ ઉત્તરજીવને નર્મદનું જ હતું. નર્મદનું પૂર્વજીવન ઘણે ભાગે કવિજીવન છે, મુંબઇગરા પ્રજાનેતાનું છે. નર્મદનું ઉત્તરજીવન ઇતિહાસકારનું છે, કાળમીમાંસકનું છે. કવિનું પૂર્વજીવન એટલે ઉભરા ને ઉછ્ગાટ; ઉત્તરજીવન એટલે નિદિધ્યાસ ને ચિન્તનગાંભીર્ય.

નર્મદનું પૂર્વજીવન એટલે ગાજતો ઘોધ. રૂઢીના, સંસારના, નીતિના, ધર્મના સદસદ્ લાજમર્જાદના કિલ્લાકોટને ઉથલાવતો, પાડતો, ને પોતે પડતો, નર્મદ એટલે નવયુગનો અપ્રતિબદ્ધ ગડગડતો ગિરિઘોષ. નર્મદનું પૂર્વજીવન એટલે પાયામાંથી ઉચ્છેદક સુધારક; "યા હોમ કરીને પડો, ફત્તેહ છે આગે" નો ઉદ્‌ગાતા સાહસવીર. જોસ્સો, તરંગ, સાહસ, ઉછળાટઃ એ નર્મદપૂર્વજીવનની પ્રેરણાછોળો.

'હે નર્મદ! મમ મિત્ર! તુજ કરૂં શ્રાદ્ધ હું આજઃ' એમ નર્મદનું પ્રથમ શ્રાદ્ધ સારતા નર્મદમિત્ર નવલરામનાં વાણીવેણુ જરાક આપણે સાંભળિયે.

'કવિની જીંદગીમાં ૧૭ થી ૨૨ વર્ષની ઉમ્મર સુધીના સમયને અમે એનો આત્મમન્થનકાળ કહીએ છીએ.' 'આ કારમા ચગડોળે નર્મદાશંકરનું ચિત્ત ચ્હડ્યું હતું;' એથી એમણે ૧૮૫૧ માં પાઠશાળા છોડી, મુંબઈ છોડ્યું, ને સૂરત જઇને ઘરવાસ માંડ્યો. નર્મદનાં પ્રથમ પત્ની આણે આવવા જોગ થયાં હતાં. ૧૮૫૨ ના મે માસમાં કવિ રાંદેરમાં મહેતાજી થયા, ને પછી, ૫૩ ના માર્ચમાં તળ સૂરતમાં નાનપરાની શાળામાં બદલી થઇ.'

કવિ સૂરત આવ્યા એ અરસામાં દલપતરામ ફારબસ સાહેબ સાથે સૂરત ગયા હતા, ને 'પોતાની ઉગતી કવિતા વાંચી નવી કેળવણી પામેલાને પુહેલવહેલો જ ગુજરાતી કવિતાનો સ્વાદ લગાડતા હતા,' ખરૂં; ગુજરાતને, સ્વયં સૂરતને, નવયુગની કવિતાનો પ્રથમ રસ લગાડનાર દલપતરામ.

આત્મકથામાં નર્મદ લખે છે કે 'આઘેથી હું એને ઓળખતો, ને નહીં જેવા આશ્ચર્યથી હું તેની ભણી જોતો. કિલ્લા આગળ પરહેજગાર મંડળમાં કેફ ન કરવા સંબંધી ગરબીલાવણીઓ વાંચતા, પણ હું કોઈ દહાડે સાંભળવા ગયો નથી. સં. ૧૯૦૭ માં હુન્નરખાનનું ભાષણ આપ્યું ત્યારે હું ત્યાં ગયો હતો.' દલપતનાં દેશસુધારાનાં ભાષણ સાંભળવા જોબનરંગીલો નર્મદ એમ ક્‌વ્હારેક આકર્ષાતો.

નવલરામ કહે છે કે, 'કવિની એ મોહનિદ્રા જ હતી.' કવિ પોતે લખે છે કે એ ત્રણ વર્ષમાં 'મેં કોઈ ઇંગ્રેજી કે ગુજરાતી ચોપડી વાંચી ન હતી...દોલતરામ લખતા; હું ભાંગ પીતો, પાક ખાતો...એકાન્તમાં હું નામ મેળવવાના અને પ્રેમસંબંધી વિચારો કરતો.'

૧૯ મી ફેબ્રુઅરવારી ૧૮૫૧ એ સૂરત જઇ 'કવિએ ઘરસંસાર માંડ્યો તે ૧૮૫૩ ની ૪ થી ઓકટોબરે પૂરો થયો.' કવિનાં પ્રથમ પત્નીને સીમન્ત અવસરની પુત્રી સાંપડી તે પંદર વાસાની થઇ પાછી વળી ગઇ. પછી સં. ૧૯૦૯ માં કસુવાવડ થઇ મૂવેલું બાળક અવતર્યું, ને તેથી માતા પણ દેવશરણ પામી. 'કવિનો એની ઉપર ઝાઝો પ્રેમ ન હતો, અને તે પણ

કવિને બહાર રખડવાની આ વખતે ટેવ બહુ હોવાથી મનમાં કાંઇક નારાજ રહેતી.

'આપણામાં ૧૬ થી ૨૫ વર્ષ સૂધીનો વખત સાધારણ રીતે ગદ્ધાપચ્ચીસી કહેવાય છે, અને જો તે માણસને વિષયની ગદ્ધાઈમાં જ ડૂબાવી મારે તો તે નામ ખરૂં છે. આ સમે સ્ત્રીવાસનાનો જ ઉદય થાય છે એમ નથી. આ સમે આત્માની તમામ મહેચ્છાઓ વ્યક્ત થઇ પ્રવૃત્તિ શોધે છે. આ સમે જેટલો સ્ત્રીવાસનાનો તેટલો જ પરાક્રમ કરવાનો કે નામાંકિત થવાનો જુસ્સો પણ આત્માને ડોહોળી નાખે છે. કવિની શબ્દવર્ગણીમાં બોલીએ તો પ્રેમ અને શૌર્ય એ બન્નેનો ઉદય આ સમે, વાંસના ઉગવાની પેઠે મોટા ઉછાળાની સાથે, થાય છે; અને એ ઉછાળાથી જ આખો આત્મા ડોહોવાઈ જાય છે. પછી જેનો જેવો સંસ્કાર તે પ્રમાણે એનું રૂપ ઘડાય છે.' (નવલરામ, નર્મદજીવનકથા).

કવિનું બીજું લગ્ન ૧૮૫૬ ના એપ્રીલમાં થયું, પણ સૌ. ડાહીગૌરી સાસરે આવવા જોગ ૧૮૬૦ માં થયાં. નવલરામ ખરૂં લખે છે કે, '૧૮૫૩ થી તે ૧૮૬૦ સૂધી, અથવા ૨૦ થી ૨૭ ની ઉમ્મર સૂધી, નર્મદાશંકરનો ઘરસંસાર ફરીથી મંડાયો નહોતો, એ વાત એને લાગેલા લોકાપવાદનો વિચાર કરતાં કાંઇક લક્ષમાં રાખવા જેવી છે.'

પત્નીમૃત્યુ પછી નર્મદને સુરતમાં રહેવા કારણ રહ્યું નહીં. કવિ લખે છે કે, 'વિદ્વાન દાખલ કોઇ રીતની પ્રસિદ્ધિ મેળવું એવો જે મારો ઇંગ્રેજી શીખતો ત્યારનો જુસ્સો તે પાછો તાજો ઉઠીને 'ચલ, ચલ મુંબઈ' એમ ઉશ્કેર્યાં કરતો હતો.' નવલરામ સાક્ષી પૂરે છે કે 'એ વાત ખરી છે. આ ભવિષ્યનો કવિ અને ઉંચો દેશભક્ત આ સમે બેત્રણ વર્ષ મોજમઝામાં ડૂબેલો દેખાતો હતો, તો પણ એનો આત્મા એને અંદરથી ચટકા મારી નિરંતર પ્રબોધતો હતો કે અલ્યા! તું ઉઠ, ને મોટાં કામ કર.'

'એ મોહનિદ્રામાંથી નર્મદને જગાડનારૂં હતું પત્નીમૃત્યુ.' ૫૪ ના જાનેવારીમાં કવિ પાછા મુંબઇ ગયા, ખાનગી શિક્ષક થયા, પાઠશાળામાં દાખલ થયા. 'હાલ ઈશ્કીપણું નરમ પડ્યું હતું, પણ પ્રસિદ્ધિ પામવાના કોડ એના મનમાં તોફાની દરિયાની પેઠે ઘૂઘવી રહ્યા હતા. સન ૧૮૫૬ માં કવિ ધૂંધવાતા ને ધૂંધવાતા રહેતા, ને વિલાયત જવાના તડાકા મારતા.'

એ જ સાલમાં, ૧૮૫૫ ના સપ્ટેમ્બરમાં, કવિનું સન કવિતા કરવાને પ્રેરાયું. 'કવિની ઉંમર ૨૨ ની લગભગ પૂરી થઇ હતી. ૧૮૫૫ ના સપ્ટેમ્બરની ૨૧ મીએ પોતાની જન્મતિથિ હતી. તે તિથિથી કવિ પોતાની કવિતાનો આરંભ ગણતા.'

નર્મદનું કવિજીવન બારેક વર્ષનું છે. ૧૮૬૫ માં સ્થાયી સૂરતવાસ કીધા પછી, ને કોશના ને ઇતિહાસના ચિન્તનમનનમાં જીવ પ્રોવાયે કવિનો કવિતારંગ ઉપટી જાય છે. ૬૫ પછી ૨૧ વર્ષ કવિ જીવ્યા. એ ૨૧ વર્ષનો કવિનો કાવ્યસંગ્રહ કેટલોક? એ ૨૧ વર્ષમાં કવિએ કવિતા નથી લખી એમ નહીં, પણ થોડી. એ ૨૧ વર્ષનાં સાહિત્યફળો તે કોશ, રાજ્યરંગ, મહાકાળદર્શન ને ધર્મવિચાર; નર્મકવિતાના નેવુક ટકા તો ૧૮૫૫થી ૧૮૬૬ ના દાયકાની આંબાસાખો.

'૫૬ ના જૂનમાં નર્મદે વિદ્યામંદિર છોડ્યું, ને પિંગળજ્ઞાનની ખામી હતી, તેથી પછીનાં ત્રણ વર્ષ પછી છન્દ, અલંકાર ને રસના અભ્યાસમાં કવિએ ગાળ્યાં. આજના કવિવરો નર્મદજીવનમાંથી એટલું યે શીખે તો કેવું સારૂં! '૫૫ની આખરથી દલપતરામે "બુદ્ધિપ્રકાશ"માં પિંગળશાસ્ત્ર આલેખવા માંડ્યું હતું, પણ એ સાહિત્યલેખ હજી અધૂરો હતો. પિંગળશાસ્ત્રને માટે નર્મદ દલપતને લખતાં અચકાયા, ને ભરૂચ લખ્યું. ભરૂચથી સન્તોપકારક ઉત્તર ન મળ્યો. પછી શોધતાં શોધતાં એક કડિયાને ત્હેડાંથી છન્દરત્નાવલિ પિંગળ નર્મદને જડ્યું ને કેટલાંક ચિત્રકાવ્યો લાધ્યાં. સિતાર કે બીનના પડદાઓ ઉપર, કે વેણુ કે સારંગીના સ્વરમંડળ ઉપર બાળપણથી આંગળીઓ રમતી બેસે છે એવી મોટપણે નથી બેસતી. કવિતાનું પણ એવું છે. પછી પૂને જઇ વિદ્વાન શાસ્ત્રી કને વ્યાકરણ નાટક ને કાવ્યશાસ્ત્રના રંગો નિરખ્યા. 'સને ૧૮૫૫થી ૧૮૫૮ સૂધીના વખતને કવિના જીવનમાં પ્રયત્નકાળ અમે ગણિયે છીએ,' એમ નવલરામ કહે છે. કવિની કાવ્યભાષાની કચાશ ને કર્કશતાનું એક કારણ આ છે. મ્હોટી વયે બરડ થયેલી કળાઉપાસકની અંગુલિરેખાઓ કુમળી ડાળખી જેવી વળતી નથી. કવિને કાવ્યભાષાની હથોટી પૂરી બેઠી નહીં.

નર્મકવિતામાંની કાવ્યનોંધો બે કારણે લખાઈ છે. કેટલીક પ્રસંગ-નોંધો છે ને તે કાવ્ય રચવાનો પ્રસંગ—કાવ્યનું ઉદ્ભવકારણ વર્ણવે છે. બીજી નોંધો અર્થસ્ફોટનની છે, ને તે કાવ્યભાષાની ક્લિષ્ટતાનો અર્થબોધ કરે છે. એ નોંધો એમ પણ કહે છે કે સૂરતમાંનું કવિનું રંગીલાપણું કવિ સૂરતમાં મૂકીને ન્હોતા આવ્યા.

'શિખવું તે લખવું'એ પ્રકૃત્યનુસાર નર્મદે '૫૭ માં પિંગળપ્રવેશ પ્રકટ કર્યો ને '૫૮ માં અલંકારપ્રવેશ ને રસપ્રવેશ પ્રકટ કર્યા. પછી પૂને ભણવા ગયા ત્હાં શાસ્ત્રીજી પાસે તે શુદ્ધ કરાવ્યા. એમ '૫૯ સૂધી નર્મદનો કાવ્યશાસ્ત્રનો અભ્યાસ ચાલ્યો.

૧૮૫૯ માં મુંબઇમાં દલપતનર્મદનો કાવ્યઝઘડો જાગ્યો, ને નવલરામ કહે છે કે 'હવેથી તેઓ એક બીજા પર પોતપોતાની રીતે કટાક્ષ જ ફેંકતા

રહ્યા' કવિઓના સાક્ષરી ઝઘડા કંઇ ૧૯ મી સદીમાં પહેલવહેલા થયા છે? કે માત્ર ગુજરાતમાં જ થયા છે? કિયા કિયા દેશકાળમાં એ સાક્ષરી ઝઘડા નથી જામ્યા?

અને એ ઝઘડાઓ માત્ર સાહિત્યદેશે જ છે? કે રાજપ્રકરણમાં છે? વિજ્ઞાનવિવાદમાં છે? ધર્મવિવાદોમાં યે છે? જીવનની કઇ કેડી સંગ્રામસૂની છે તે કોઈ દાખવશે? સન્તના શાન્તિજીવનમાં યે પ્રપંચનાં પ્રલોભનો સ્હામે ઝૂઝવાનું છે.

આ પૂર્વે એક વર્ષે, ૨૩ મી નવેમ્બર ૧૮૫૮ ને દિવસે, કવિએ નિજ જીવનનો પરમ નિર્ધાર કરી લીધો હતો કે હવે સમસ્ત આયુષ્ય શારદસેવનને અર્પવું. એ જીવનનિર્ધાર ૨૪ વર્ષ—લગભગ અર્ધું આયુષ્ય કવિએ એકતાર પાળ્યો. કવિ લખે છે કે નોકરીનું રાજીનામું આપીને 'મેં ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં ઝળઝળિયાં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છઉં.' દલપતે સરકારી નોકરી છોડી સાહિત્યસંન્યાસ લીધ્યે ત્હારે ત્રણ વર્ષ વીતી ગયાં હતાં.

૧૮૫૫થી સરસ્વતીની શારદધૂણીને એક સારસ્વતપુત્ર દલપત સેવતો બેઠો હતો; ૧૮૫૮ થી બીજો સારસ્વતપુત્ર નર્મદ સેવતો આવી બેઠો.

નોકરી છોડ્યા પછી ઉદરનિર્વાહાર્થે ચારપાંચેક વર્ષ નર્મદે સાહેબલોકને ગુજરાતી શીખવ્યું. હરદાસ થવાનો, સ્વામીનારાયણ સંપ્રદાયની એક નવશાખામાં ભળવાનો, છેવટ સુધારાવાળા પાસે 'મિશન' કઢાવી તેના પ્રચારક થવાનો—એમ ઘણાક મનસૂબા નર્મદે કીધા; પણ દેશકાળ વિરૂદ્ધ હોવાથી નિષ્ફળ નીવડ્યા. એક વાર હરદાસી કથા મુંબઇમાં કરી પણ હતી—હજી કવિને તરંગો ઉઠતા; જીવનનો માર્ગ જડ્યો ન હતો.

૧૮૫૮ ના એપ્રિલથી નર્મકવિતાના અંકો છપાવાનું શરૂ થયું. 'પ્રથમ ત્રણ અંક પ્રકટ થયા.' ૫૯ માં ૪–૫–૬–૭ અંકો બહાર પડ્યા. પાંચમો ને છઠ્ઠો અંક વૈધવ્યચિત્રોથી ભરેલા હતા. એ વૈધવ્યચિત્રોએ દેશમાં હોહા કરી મૂકી.

'૬૦માં ૯મો ને ૧૦મો અંક છપાયા. '૬૧માં ઋતુવર્ણન 'પંડિતશૈલીનું મહારસિક કાવ્ય' છપાયું.

'૬૨માં સાતે વર્ષનો કાવ્યસંગ્રહ છપાયો, ને '૬૩ માં વજેસંગ ને ચાંદબાની વાર્તાથી સામળનો વાર્તારસ નર્મદે પાછો ગુજરાતને પાયો.

'૬૪માં હિન્દુઓની પડતીના ઉછળતા, રોળભરેલા રોળા પ્રગટ કર્યા. નર્મકવિતાને કવિ ક્ય્હારેક 'સુધારાનું બાઇબલ' કહેતા.

'૬૬માં નાયિકાવિષયપ્રવેશથી કાવ્યશાસ્ત્રના ગ્રન્થોની પરિસમાપ્તિ કીધી.

એ અરસામાં જ કવિના ગદ્યલેખોનો સામટો સંગ્રહ નર્મગદ્ય નામથી પ્રસિદ્ધ થયો. ૧૮૫૧ માં મંડળી મળવાથી થતા ફાયદા કવિએ વર્ણવ્યા હતા. પછી કેટલાંક જાહેર ભાષણો કીધાં હતાં. '૫૮ માં "બુદ્ધિવર્ધક" માસિકનું ને '૬૪માં "ડાંડિયો" નામ ને ગુણધારી કટાક્ષપ્રધાન પાક્ષિકનું અધિપતિપણું કીધું હતું. એ મુંબઇગરા ભાષણો, લેખો, કટાક્ષો, મજાકો, ઘૂરકિયાં, ગર્જનાઓનો ગદ્યસંગ્રહ તે મૂળનું નર્મગદ્ય. મહીપતરામે 'સુધારેલું' શાળોપયોગી નર્મગદ્ય તો પ્રધાનતઃ મહીપતરામનું નર્મગદ્ય છે, નર્મદનું નર્મગદ્ય નથી. નર્મદનું નર્મગદ્ય તે જૂનું નર્મગદ્ય.

એમ નર્મદના કીર્તિદેહના બે પાયારૂપ નર્મકવિતા ને નર્મગદ્ય ગુર્જર-ગિરાને પાટલે રોપાયા. નવલરામ કહે છે કે 'સને ૧૮૫૮થી ૧૮૬૫–૬૬ સુધીનો કાળ કવિની જીંદગીમાં પૂર્ણ યશનો હતો.' અલબેલી મુંબઇ નગરી-માંની નર્મદની જાહોજલાલીનો એ દાયકો. નર્મદજીવનનો એ પૂર્વકાંડ.

એ પૂર્વકાંડની ઋતુઓ હતી કવિતાની વસન્ત ઋતુ અને ઉચ્છેદક સુધારાના અગ્રેસરપણાની ગ્રીષ્મ ઋતુ. પછી કવિ જાણે સૂરતમાં ચાતુર્માસ બેઠા ને અન્તે મહાકાળનાં દર્શન પામ્યા.

નર્મદના કવિજીવનને આંબે એ વસન્ત ઋતુમાં સાખો ઉતરી. નિશામાં ને પ્રેમનિરાશામાં, વૈધવ્યઝાળોના ને દેશઝાળોના, ઇંગ્રેજી શૈલીના ને સંસ્કૃત શૈલીના, દયારામશાઇ ને સામળશાઇ, વિચારટેકરી ઉપરથી ને સાગરછોળોને આરેથી કાવ્યરસની કવિએ વાદળીઓ વરસાવી, ને મોહિનીપુર મુંબઈ નગરીને રસતરબોળ કરી જાદુગરી મોહિની લગાડી. અલબેલું મુંબઇ શહેર નર્મદભૂરકીથી થનગની રહ્યું. ધનની પણ કવિને ત્ય્હાં ત્ય્હારે–ગજા પ્રમાણેની–છોળો ઉછળતી. એ જાહોજલાલીની ઉજમાળી તિથિઓમાં પણ કવિને બે કડવા ઘૂંટડા પીવા પડ્યા હતા, જે પછીના જીવનપલટાના બીજરૂપ નીવડ્યા. એક તો એ કે વિધવાવિવાહના શાસ્ત્રાર્થે જતાં કવિના સુધારાના સાથીઓ સૌ કરમાયેલાં પાંદડાં જેવા ખરી પડ્યા, બાવા કીસનદાસ સંગાથે કવિને એકલપંડે જવું પડ્યું. અને બીજું એ કે કવિએ શૃંગાર ગાયો ત્ય્હારે મુંબઇગરાઓ રસતરબોળ ડોલવા લાગ્યા, પણ વીર ગાયો ત્ય્હારે ભીરૂઓની સેના જેવા ભાગી ગયા. ધર્મવિચારમાં કવિ અનુભવ બોલે છે કેઃ—

'નર્મકવિતાના શૃંગારમાં જુવાનિયા બહુ રાજી છે, પણ તેમાંના વીર શાંતને શું કરવાને જૂવે? એ સઘળું શું બતાવે છે? ભ્રષ્ટ નીતિ.'

કવિની એ કીર્તિપૂર્ણિમામાં યે એમનો એક મહામનોરથ અણપૂરાયેલો રહ્યો; અને તે મહાકાવ્ય લખવાનો. કેટલાંય પગરણ માંડ્યાં, કેટલીય વસ્તુ-રચનાઓ કીધી, કેટલાય છન્દ કસી જોયા. મહાકાવ્યના રસમેઘ કાંઇક

ઝીલે એવો કવિને એક રોળા છન્દ ભાસ્યો. શોધ્યો, દિશાદિશામાં શોધ્યો, અખતરા કીધા, પણ મહાકાવ્યને યોગ્ય મહાછન્દ નર્મદને સાંપડ્યો નહીં. ૧૮૬૨માં જીવરાજ લખવા માંડ્યો, પણ બે વિરામથી જ અટક્યો. ૧૮૬૬માં વીરસિંહ આરંભ્યો ને ('સદા જ અપૂર્ણ' એ કરુણ શબ્દે) અધૂરો રહ્યો. પછી અદ્ભુત યુદ્ધ નામથી રામરાવણસંગ્રામ ગાયો. મહાવનના પ્રવેશસીમાડે જ કો ગજરાજ સીમવેલીઓમાં લપટાઇ જાય, મહાસંગ્રામની આદિપળોમાં જ યોધરાજ કો ઘવાઇ પડે, તીર્થયાત્રાની પ્રથમ મજલેથી જ ભાવિક યાત્રિક કો પાછો વળે, એમ વસ્તુરચનામાં, છન્દશોધનમાં, આરંભ-ઝાડીઓમાં જ કવિનો એ મહામનોરથ ધૂંચવાઇ રહ્યો. નર્મદના મનોરથનું મહાકાવ્ય ગુજરાતને સાંપડ્યું હોત તો ગુજરાત આજ ઓર રસસમૃદ્ધ હોત.

નર્મદનું એ પૂર્વજીવન. નર્મદનું પૂર્વજીવન એટલે ખીણ ભરી ગડગડતો ગિરિઘોધ. પણ સાગરને મળતાં સુધી ગિરિ ઘોધ કો ખીણવાસીયે નથી રહ્યા, કે ગડગડતા યે નથી રહ્યા, નર્મદના ગડગડતા ગિરિઘોધે પણ ઉત્તરાવસ્થામાં મહાનદનું ધીરગંભીર સ્વરૂપ ધારણ કીધું.

પૂર્વજીવનમાં નર્મદ કવિને કવિતા પ્રધાનધર્મ હતો, ગદ્ય ગૌણ હતું. ઉત્તરજીવનમાં કવિને કવિતા ગૌણ હતી, ગદ્ય પ્રધાનધર્મ થયો.

પછી ૧૮૬૫ના જૂલાઇ માસમાં નર્મદે પાછો સ્થાયી સૂરતવાસ કીધો. નવલરામ કહે છે કે 'ત્યારે જ એમના મનની વ્યગ્રતા શમી.'

એ '૬૫ની સાલની ચિત્તવ્યગ્રતા શી હતી? મુંબઇની દુનિયા ત્ય્હારે જે દવમાં બળતી હતી તે દવ નર્મદને દઝાડતો હતો.

પુત્રસ્હોયા વૃદ્ધ લાલશંકર દવેએ 'એમના ગજા પ્રમાણેની લક્ષ્મીની ઉછળતી છોળ' ને મુંબઇગાજતી પુત્રકીર્તિ જોઇને '૬૪માં દેહોત્સર્ગ કીધો. "બુદ્ધિપ્રકાશ"માં દલપતે એમને સ્મરણાંજલિ અર્પી. હવે જે નાણાંની ભીડ, કરજના ભણકારા, ને નાતજાતના વરઓળા વીતવાના હતા તે જોવામાંથી એ સત્પુરુષ તરી ગયા. નાણાંભીડની વિટંમણાઓ તો નર્મદને છેક ગોકુળદાસ બોર્ડિંગમાં નોકરી લીધી ત્ય્હાં સુધી રહી. 'અત્ય્હાર સુધી એમનાં પુસ્તકો પારસીઓમાં બહુ ખપતાં; તેમણે બે વર્ષથી કવિની કંઇક વર્તણુંકથી ગુસ્સે થઇને તે વાંચવાં જ બંધ પાડ્યાં હતાં.' અન્ય ગૃહસ્થો કનેથી એકાદ હજાર, પણ શ્રી કરસનદાસ માધવદાસ તરફથી કવિને ૧૦ થી ૧૨ હજાર રૂપિયાની સહાયતા મળી હતી; 'નર્મદા કવિનો ભોજ તે એ જ.' '૬૫ના શેરસટ્ટાના વાવાઝોડામાં એ સજ્જનનો વડલો પડ્યો ને કવિનો છાયાવિશ્રામ પડી ભાગ્યો. ખાનગી શીખવવા જવાનું બેએક વર્ષથી બંધ કીધેલું હતું. ખર્ચ તો ઘેર હાથીનું, ને હાથ ફોરો હતો. સંપદમાં સદ્ગુણો ગણાય એ અત્ય્હારે

પીડવા લાગ્યા. મુંબઇમાં દિવસો દોહ્યલા થયા. ખર્ચ સંકોચવાને સંકલ્પે કવિએ પછી સૂરતવાસ કીધો. આપણા સાક્ષર વિવેચન નવલરામભાઇને કવિનો ગાઢ પરિચય ત્હારથી થયો.

એ ખર્ચસંકોચના સંકલ્પને કવિ સૂરતમાં યે વ્યવહારૂ સ્વરૂપ આપી શક્યા નહીં. 'ગજા પ્રમાણે ખર્ચ' એ કવિની પ્રકૃતિમાં ન હતું. અવિચારી ખર્ચ સૂરતી પ્રકૃતિમાં છે, ને કવિની એ સૂરતી પ્રકૃતિ હતી. નર્મકોશની છપામણીનું દેવું ઉભું હતું ત્હો ય સરસ્વતીમન્દિર બન્ધાવવાના કવિને કોડ થયા. એ ખરાબ છન્દ ન હતો, પણ ગજ ઉપરાન્તનો અભિલાષ હતો. પણ Circumspection—ચોમેર નિરખીને ચાલે તો કવિ સાહસવીર શાના? પરિણામે મુંબઇમાંના જેવા જ દોહ્યલા દિવસો નર્મદને સુરતમાં યે રહ્યા. ધનશોધતા નર્મદે નાટકો લખ્યાં. પણ લક્ષ્મી અવળચંડી છે, શોધવા ગયે આઘી ભાગે છે. નાટકોએ ૧૩૦૦ રૂપિયા નર્મદને આપ્યા. સરકારી કેળવણી ખાતાએ પણ સહાય કીધી, પુસ્તકો ખરીદ્યાં, ભાષાન્તરકામ સોંપ્યું. દેશી-રાજ્યોએ ભાષાન્તર છપાવ્યું. પણ એમ થાળીક રૂપાધૂળે વહેતી નીક કંઇ પૂરાય? નર્મદના સાહિત્યસંન્યાસના વ્રતે રંકતા સ્વીકારી હતી; નર્મદની સૂરતી પ્રકૃતિએ કરજને ન્હોતર્યું હતું. નર્મદભકતોને પૂછાય કે નહીં કે નર્મદની સાહિત્યફકીરી એ નર્મદનું દુઃખ હતું કે ગૌરવ?

મુંબઇથી સૂરતવાસનો એ સ્થાનપલટો તો આખરે નર્મદનો જીવન-પલટો નીવડ્યો. મુંબઇના નધરોળવેડા દેશમાં કોઇના યે નભતા નથી, ને નર્મદના યે ન નભ્યા. 'સૂરત આવ્યા પછી તો અમે જાણીયે છીયે કે કોઇની યે પત્ની તરફ એણે નજર કરેલી કોઇના પણ સાંભળવામાં નથી.' એમ ગાજીને નવલરામ સાક્ષી પૂરે છે, અને તે સાચી છે. નર્મદનો એ માનસપલટો.

પણ પછી વિધવાવિવાહનો પ્રસંગ ૧૮૬૯–૭૦ માં ઉપસ્થિત થયો ને નાત જોડે નર્મદને વરઝોળા થયા. સૂરતની નાગરી નાતે—બ્રાહ્મણ અને ગૃહસ્થે—મહીપતરામના અવસરથી સનાતનતા ભણી ઝોક ખાધો હતો; એટલે એ જ્ઞાતિમાનસ નર્મદ પ્રત્યે ઉદારભાવે વર્તી શકયું નહીં, પણ ચિ. જયશંકરને યે ન્યાય આપી ન શકયું. ઉચ્છેદક સુધારાવાળાઓએ નાતોને ભાંડવામાં ઉણપ રાખી નથી, ને એમનાં વચનવર્તન વિચારતાં જ્ઞાતિસંસ્થાઓના વચનવર્તનને 'જુલમ' ભાખનારાઓની વિવેકબુદ્ધિની ન્યાયતુલા સમતોલ રહે છે એમ ન કહેવાય. એ તો વકીલની વાણ છે, ન્યાયશાસ્ત્રીની નહીં. ઉચ્છેદકો હૂમલો કરતા હતા, સનાતનીઓ સંરક્ષણ કરતા હતા. પણ વ્યક્તિની ઉચ્છૃંખલતા પ્રત્યે મહાજનમંડળ એવી જ પ્રતિ-

*

ઉચ્છૃંખલતા દાખવે તો એ અન્યાય ન કહેવાય, ત્હોય 'એના જેવા થયા' એમ તો સહુ કહે. દાયકાઓ વિત્યે હવે તો સૂરતની નાગરી નાતે નર્મદ-સન્તાપ્યાનું પ્રાયશ્ચિત્ત પૂરૂં કીધું છે, ને વર્ષોવર્ષ નર્મદજયન્તી ઉજવે છે. સોક્રેટિસને વિષપ્યાલો પાયો ત્યહારથી ઇતિહાસ તો જાણે છે કે પક્ષાપક્ષી એ સૌ લોકસંસ્થાઓનો વિઘાતક રોગ છે.

સૂરતવાસથી નર્મદજીવનમાં બીજો સાક્ષરપલટો એ થયો કે મુંબઇ-ર્મના ઉછળતા તરંગોનું સ્થાન સૂરતમાં અભ્યાસે, ચિન્તનમનને, ને ગંભીર ઉંડી ઇતિહાસવિચારણાએ લીધું. પડતું મૂકેલું કોશનું કામ ૬૮ થી પાછું હાથ ધર્યું ને ૭૧ માં પૂરૂં કીધું. નર્મકોશ તે નર્મદની સાક્ષરતાનો ભગીરથ પ્રયત્ન. કવિએ અન્તરિક્ષમાંથી ગુર્જરગિરાની ગંગા ઉતારી. નર્મદનો એ સાહિત્યપલટો.

અને ત્રીજો એથી યે વડેરો થયો દર્શનપલટો, જેણે આયુષ્યયાત્રાની દિશાજ ઉલટાવી નાંખી. કવિ પશ્ચિમમાં દોડતા હતા, ત્હેમને પૂર્વમાં વાળ્યા. ભારતવાસી પશ્ચિમપન્થી મટી પૂર્વપન્થી થાય, એ એની ભૂલ છે કે કલ્યાણ?

નર્મદ કવિવર પશ્ચિમપન્થી મટી પૂર્વપન્થી થયા એ જીવનપલટાનાં પ્રધાન ત્રણ કારણો હતાં. એક એમનો ઇતિહાસઅભ્યાસ; બીજું ભારત-વર્ષમાં વાતા ત્યહારના સમાજવાયરા; અને ત્રીજું ત્યહારની રાજપ્રકરણી, સદસદ્ મહાપ્રવૃત્તિઓ. ત્રણેયને જરાક અવલોકિયે.

નર્મદના ઉત્તરજીવનમાં ત્રણ મહાન રાજપ્રવૃત્તિઓએ ભરતખંડને હલમલાવ્યો. એક ૧૮૭૭ નો દિલ્હી દરબાર, બીજું ઇલ્બર્ટ બીલ, ને ત્રીજું રીપને દીધું સ્થાનિક સ્વરાજ્ય–Local Self-Government.' ૧૮૭૧ માં નર્મદને બારણે, તળ સૂરતમાં યે, રાયટ કેસના ખટલાનું એક છમકલું છમકી ગયું હતું.

૧૮૭૭ ના દરબારનું રાજકીય રહસ્ય સ્વ. ઇચ્છારામભાઇએ એમના 'મહારાણી શ્રીવિકટોરીયાના જીવનચરિત્ર'માં પા. ૨૯૧ મેં કાંઇક ભાખ્યું છે. 'રાણીશ્રીના હસ્તકમાં ભરતખંડનું રાજ્ય આવ્યા પછી યૂરોપમાં ઘણી મોટી ચર્ચા ચાલી રહી કે ભરતખંડમાં રાણીશ્રીની પદવી કેવી ને કેટલી? તે ભરતખંડના રાજારાણાઓથી શ્રેષ્ઠ કે નહીં?' 'અત્રેની પ્રજા પણ એમ માનતી ને સરકારી દસ્તાવેજો પરથી એમ જ જોવામાં આવતું કે પહેલા વર્ગના રાજાઓ કરતાં રાણીશ્રીની સત્તા શ્રેષ્ઠ નહીં હોય.' '૧૮૬૮ માં ઇરાનના શાહે લખેલા એક દસ્તાવેજના સંબંધમાં ઘણો વાંધો ઉઠયો.' 'આવી બાબતનો નિવેડો થવો જોઇએ.' 'ઇંગ્લાંડમાં ખાનગીમાંજ નક્કી થયું કે પાટવી કુંવરને ભરતખંડમાં મોકલી રાજારાણાની ઇચ્છાઓ કેવી છે

× × તે તપાસવું.' 'તેવામાં રશિયાના ઝાર બીજા નિકોલસે મધ્ય એશિયાના શહાનશાહનો ખિતાબ ધારણ કીધો.' અને પ્રશિયાનો રાજા તે પેરીસમાં જર્મન કયસર થયો. 'મી૦ ડીઝરાયલીએ ૧૮૭૬ માં પાર્લામેન્ટમાં એક બીલ રજૂ કીધું.' 'વાંધો લેવામાં મી૦ ગ્લાડસ્ટન મુખ્ય હતો.' મોક્ષમૂલર ભટ્ટે કહ્યું 'મહારાજ્ઞી' પદ ઠીક છે; સર વિલ્યમ મ્યૂરે 'કૈસરે–હિન્દ' પદ કહ્યું, ને તે સન્માન્ય થયું. 'અત્યાર સુધી રાણીશ્રીને ૩૧ તોપનું માન મળતું હતું, તેને બદલે હવેથી ૧૦૧ તોપનું માન' નિર્ધારાયું. મદ્રાસ, મુંબઇ, કલકત્તાથી ઉપડેલા બ્રિટીશ તોપખાનાએ સિન્ધુકાંઠે મોરચા માંડ્યા, ત્યહારથી વસ્તુત: હિન્દનું સાર્વભૌમત્ત્વ બ્રિટનના રાજવીને સાંપડેલું છે; પણ જે Subsidiary Alliance થી દેશી રજ્યોને વશ કીધાં એ રાજદસ્તાવેજોમાંનો Alliance શબ્દ આજ પણ સાર્વભૌમત્વને અન્તરાયે ઉભો છે. ગાયકવાડ નિજને Ally માનતા તે મટી ગયા. નિઝામ હજી, ૧૯૩૨ સુધી, Your Faithful Ally ઉચ્ચારે છે. અફઘાનિસ્તાન ને નેપાળના રાજવીઓ His Highness હતા તે His Majesty થયા છે. ૧૮૭૭ નો, ૧૯૦૩ નો, ૧૯૧૧ નો એ દિલ્હી દરબારો, આ ઇતિહાસદૃષ્ટિએ વિચારતાં તો, જે De Facto હતું તેને De Jure કરાવવા કાજેના હતા. બ્રિટીશ રાજમંત્રીઓની આજ સુધીની સાર્વભૌમત્ત્વ કાજેની રાજરમત રાજભૂલ હશે કે નહીં હોય; પણ એ ત્રણે રાજપ્રસંગોએ ભારતપ્રજાને કો ચિરસ્થાયી પ્રજાહક ન નિવાજવાની, અને એમ પ્રજાહૈયામાં અખંડ સ્થાન મેળવી ન લેવાની મહારાજભૂલ તો બ્રિટીશ મંત્રીશ્વરોએ કીધી છે. ૧૮૫૮ ના દરબારપ્રસંગે પ્રજાને ઢંઢેરો બક્ષ્યો હતો એ વાત પછીના મંત્રીશ્વરો વીસરી ગયા. એ રાજઉત્સવો પ્રજા ઉત્સાહથી ઉજવતી, ભાવ ને ધનની રેલો રેલવતી; પણ ઠાલી હાથે ઘેર આવ્યે નિરાશા ને મનોભંગ થતી. સારો વિશ્વઇતિહાસ શોધી વળજો. કોઇ દેશમાં કોઇ કાળમાં ચિરનભતી પ્રજા નવાજેશવિહોણા રાજદરબાર ચિરસ્થાયી પ્રજાપ્રેમ પામ્યા છે?

ઇલ્બર્ટ બીલની કથા તો ઇતિહાસજાણીતી છે. ૫૮ ના ઢંઢેરામાં મહારાણીજીએ પ્રજાસમભાવનું પ્રજાવચન ઉચ્ચાર્યું હતું કે, 'અમારો બીજી સર્વ રૈયત બાબત જે રાજધર્મ અમો અવશ્ય માનીએ છીએ, તે જ રાજધર્મ હિન્દુસ્તાન માંહેના અમારા મુલકની રૈયત બાબત અમોએ પાળવો જોઇએ એવું અમો સમજીએ છીએ; અને ઇશ્વરની કૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે તથા અંત:કરણથી પાળીશું.' મહારાણીજીનો એ રાજકોલ પછી પળાયો નથી, ને ખુદ હિન્દમાં જ હિન્દીઇંગ્રેજ વચ્ચે રાજઆડકોટો ઉભા થયા છે. પ્રજાહિતૈષી વાઇસરોયે એ દીઠું, ને એને

કોલભંગ લાગ્યો. એવા કેટલાક રાજઆડકોટ વિદારવાનું રીપને બીડું ઝડપ્યું. બ્રિટીશ મન્ત્રીઓની પરવાનગી લઇ હિન્દી રાજસભામાં એનું બીલ દાખલ કીધું. હિન્દવાસી ઇંગ્રેજોએ પ્રચંડ વિરોધ કીધો. દન્તકથાઓ સાચી હોય તો પડદા પાછળ કંઇ કંઇ ખેલ ખેલાયા. અન્તે ઇંગ્રેજોના વિરોધે સરકાર હારી, ને બીલ પડતું મૂકાયું; ને હિન્દી નેશનલ કોન્ગ્રેસ સ્થપાઇ. ઇલ્બર્ટ બીલને વિરોધ હોત નહીં તો કદાચ કોંગ્રેસ સ્થપાત નહીં. ત્ય્હારનો જ માત્ર નહીં, આજનો જ નહીં, ઇંગ્રેજો હિન્દમાં રહે એ ઇતિહાસ સીમાપર્યંતનો એ રીપનપૂછ્યો પ્રશ્ન સદાનો ખડો છે કે મહારાણીજીનો ઢંઢેરામાંનો રાજબોલ સરકાર પાળશે? કે નહીં? હિન્દુ, ઇસ્લામી, પારસી—સમસ્ત હિન્દીઓને ઇંગ્રેજો જમણી ને ડાબી આંખ જેવા સરખા ગણશે? કે નહીં? હિન્દબ્રિટનની ચિરસ્થાયી મૈત્રીનો, સંસ્કૃતિઓના સંગમનો એ તો તાત્ત્વિક પાયો છે. પ્રજાહિતૈષી રીપન મહારાજનો, દલપતફારબસની મિત્રબેલડીનો એ ઇતિહાસસન્દેશ છે. હિન્દબ્રિટનની મૈત્રી એ દલપતભાવ હતો, પણ હિન્દબ્રિટનના મૈત્રીદ્દષ્ટાઓ સૌની દૃષ્ટિએ પ્રજાભેદો એ મૈત્રીના અન્તરાયો જ છે; પછી એ ભેદો હિન્દીઓએ બ્રિટીશરો શું માગ્યા હોય, કે બ્રિટીશરોએ હિન્દીઓ શું માગ્યા હોય. બે રથચક્રો સમાન હશે તો રથ આગળ ધપશે; બે રથચક્રો અસમાન હશે તો, પેલા ઘાંચીની ઘાણીની પેઠે, રથ ચકાવો ખાતો જ ઘૂમ્યાં કરશે.

અને ત્રીજો રાજપ્રસંગ હતો રીપનબક્ષ્યા સ્થાનિક સ્વરાજ્યના કાયદાનો. એની મહત્તા હિન્દીઓ ત્ય્હારથી સમજે છે. ગુજરાતના પાટનગર અમદાવાદનો મ્યુનિસિપલ હોલ રીપનહોલ કહેવાયો. પ્રજા આનન્દને ઉછાળે ચ્હડી; રીપનમહોત્સવ ઉજવાયો; દલપતરામે ગાયું:

હક આપી એણે હોલવી આ દેશી જનની દાઝને.

× × × ×

તજી પક્ષપાતની વાતને નિષ્પક્ષપાત ધર્યો ધણો,
ઇનસાફ આપ્યો એકસમ દેશી અને ગોરા તણો.

× × × × ×

રિપને અધિક ઓપાવિયું મહારાણીજીના રાજને.

ઇંગ્રેજી રાજનીતિ પ્રજાહૈયે બેઠી ને સત્કારાઇ. સોનાને ખીલે રીપને ઇંગ્રેજી રાજ્યને હિન્દહૈયે જડ્યું. આપણા હરિ હર્ષદ ધ્રુવે તો અનેક પદો રચી સ્થાનિકસ્વરાજ્ય ગીતાવલિ પ્રકટ કરી. રીપને ઇંગ્રેજી રાજ્યને અર્ધી સદીનું અધિકું આયુષ્ય અર્પ્યું. બ્રિટીશ પ્રજા સન્મુખ બે હિન્દી રાજનીતિઓ ખડી છેઃ એક રીપનરાજનીતિ, બીજી કર્ઝનરાજનીતિ. બ્રિટીશ પ્રજાને રૂચે તે સ્વીકારે.

નર્મદે પણ એ પ્રજાઆનન્દ અનુભવ્યો. એ રીપનબક્ષ્યો કાયદો Local Self-Government નો–સ્થાનિક સ્વરાજ્યનો કહેવાયો. નગરનગરની સ્વરાજસિદ્ધિમાંથી નર્મદહૈયે વિશાળા કોડ જાગ્યા, ને ધર્મવિચારમાં પા. ૮ મે નર્મદહૈયું ઉચ્ચરી ઉઠ્યું કે: 'સ્વરાજ્ય થાય તેને માટે દેશાભિમાન છે એમ તો સુધારો સ્પષ્ટ બોલી શકયો નહીં.'

હિન્દી પ્રજાકીય મહાસભામાં સ્વરાજ્યમન્ત્ર ૧૯૦૬ માં કલકત્તામાં દાદાભાઈએ હિન્દને આપ્યો; એ પહેલાં વીશેક વર્ષ પૂર્વે નર્મદે એ શબ્દ ગુજરાતને આપ્યો. સ્વદેશાભિમાન શબ્દ નર્મદે ગુર્જરકોશમાં લખ્યો હતો; સ્વરાજ્ય શબ્દથી પણ એ જ કોશકારે ગુર્જર શબ્દકોશને સમૃદ્ધ કીધો. સ્વદેશાભિમાન ને સ્વરાજ્ય એ બે ગુજરાતને નર્મદ દીધા રાજમન્ત્રણાના વારસા.

અને સંસારસમાજના પણ નવવંટોળ ત્યહારે દેશમાં વાતા હતા, અને પ્રજાકલ્યાણના ચિરસ્થાયી કાળપર સિદ્ધાન્તારૂઢ ન્હોતા ત્હેમને ડોલાવતા હતા. ઉચ્છેદક સુધારકો ત્યહારે પશ્ચિમની એક જ દિશામાં દોડતા હતા. દલપતરામ કહેતા કે નવું સારૂં બેશક ગ્રહણ કરો, પણ આપણું સારૂં ઉશેટી દેશો મા. આપણા ઉચ્છેદકો, સદા ને સર્વત્ર હોય છે તેમ, ત્યહારે ઉત્સાહબ્હેરા હતા. એમને સાંભળતા કીધા કાંઇક થિયોસોફીએ ને કાંઇક આર્યસમાજે. કુચબિહારના લગ્નના ઝઘડાથી બ્રહ્મસમાજ એવામાં ભાગી ને એકની બે થઈ હતી. કેશવના 'અન્તર્યામીના બોલ'થી સમાજનું ગૌરવ તેજસ્વી થયું ન્હોતું, ઝંખવાયું હતું. પૃથ્વીના દેશેદેશે ઘૂમીને મેડમ બ્લેવેટસ્કીએ કહ્યું કે પશ્ચિમનો સુધારો જડવાદી–પાર્થિવ છે, પૂર્વનો સુધારો અધ્યાત્મવાદી બ્રહ્મજ્ઞાનભરપૂર છે. એમણે હિન્દને કહ્યું કે ત્હમારો ખજાનો ખોજો. અને એવામાં જ આર્યત્વનો ઉદ્ધારક સૂર્ય ઉગ્યો–મહર્ષિ દયાનંદ સરસ્વતી. 'અનાર્યત્વ અસ્વર્ગ્ય ને અકીર્તિકર છે, આર્યત્વ સ્વર્ગ્ય ને કીર્તિકર છે' એ શ્રી કૃષ્ણભાખ્યા ગીતામન્ત્રની ઘોષણા સ્વામી દયાનન્દે હિન્દભરમાં પાછી જગાડી. એના પડઘા ગુજરાતે પણ પડ્યા, ને નર્મદે પણ ઝીલ્યા. કરસનદાસ મૂળજી પછી 'કૃષ્ણદાસ' કહેવાયા; દેશાભિમાનનું પરિવર્તન થઈ આર્યત્વનું અભિમાન જાગ્યું; ભો! ભણી નર્મદે દેશગર્જના કીધી; કાવ્યવિચાર નહીં, દેશવિચાર નહીં, ઇતિહાસવિચાર નહીં, ધર્મવિચારને કાળઘાટે કવિ જઇને પદ્માસન વાળી બેઠા. જૂના મિત્રોએ "ડાંડિયા" જેવી ડાંડી પીટી મજાકો કીધી, લોક આશ્ચર્યમુગ્ધ થયું, ગુજરાતની દુનિયા ઘડિક ડહોળાઇ ગઈ, ધરતીકમ્પ જેવો વિચારક પ્રજાઅગ્રણીઓને આંચકો વાગ્યો. પણ નર્મદા કવિએ તો પદ્માસન વાળ્યું તે વાળ્યું. ઓમકારનો પ્રલંબ શંખનાદ કરી કવિ ઉચ્ચર્યા કે બુદ્ધિવાદ નહીં, સંસારરમણા નહીં, પ્રવૃત્તિપ્રવાહ નહીં. ધર્મ એક જ આયુષ્યનું પરમ સત્ય છે.

પશ્ચિમપન્થી મટી પૂર્વપન્થી થવાનું કવિજીવનમાં ત્રીજું કારણ નીવડ્યું એમનું ઇતિહાસચિન્તવન. સૈકાના ૮ મા દશક બેસતાં ૩૭ વર્ષની પક્વ વયે કવિ નર્મદ ઇતિહાસ આલોચવા બેઠા, કાળબ્રહ્મને ઢૂંઢવાને નીકળ્યા. એ પૂર્વે, ને સુરત આવ્યા પછી, '૬૬ માં સુરતની મુખ્તેસર હકીકત કવિએ સંગ્રહી હતી, ને સુરતીનું નગરઅભિમાન સંકોરીને સતેજ કીધું હતું. '૬૭ માં મેવાડની જાહોજલાલીનો વીરરસ સંક્ષેપમાં સારરૂપે ઉચ્ચાર્યો હતો. પછી નગરઅભિમાન વિસ્તાર પામીને દેશાભિમાન થયું, ને ૧૮૬૮–૬૯ માં નર્મદે ગુજરાતીઓની સ્થિતિની ઇતિહાસઆલોચના કીધી. ઇતિહાસદર્શન દૃષ્ટિમર્યાદા જેવું છે; એને છેડો જ નથી; જેમ જેમ એની ભણી જઇએ તેમ તેમ તે આઘું જાય છે. કવિનો આત્મા સુરતની, ગુજરાતની, કે મેવાડની હકીકતે તર્પાય એવડો જ ન હતો. એ પ્રજાકથાઓ તો વિરાટની અંગુલિઓ હતી; એ અંગુલિદર્શને નર્મદને વિરાટદર્શનના મનોરથ થયા. '૭૦ માં રામાયણનો, મહાભારતનો, ઇલિયડનો સાર લખી જગતનાં પંચમહાકાવ્યોમાંથી ત્રણ મહાકાવ્યો પોતે ભણી ગુજરાતને ભણાવ્યા. પછી મ્હોરેલી મહામાનવતા નિહાળી, પૂજી, ને મહાપુરુષોનાં ચરિત્રો આલેખ્યાં. ત્હોય સમસ્ત જગતનો ઇતિહાસ, માનવવંશની કાળકથા, પૃથ્વીની મહાપ્રજાઓની ઉથલપાથલો દીઠા વિના નર્મદને જગતદર્શન અધૂરૂં લાગ્યું. તેથી ૧૮૭૪ માં મહાદર્શન ૧ લું–એટલે જગતના પ્રાચીન ઇતિહાસનું સમગ્રદર્શન કીધું, અને લખ્યું. અને પછી છેલ્લેવેલ્લે રાજ્યરંગ–એટલે સોળ તિથિઓના જેવાં સોળ દર્શનમાં જગતનો પ્રાચીનઅર્વાચીન ઇતિહાસ લખ્યો. નર્મદે ત્ય્હારે કાલોસ્મિ ઉચ્ચરતા વિરાટનારાયણને નિરખ્યા. નર્મદનો એ જીવનપલટો.

બાયરનને નહીં, દયારામને નહીં, કાલિદાસને નહીં: નર્મદ હવે વિરાટને નિહાળતો થયો; પૃથ્વીની પ્રજાઓના ઇતિહાસમાંથી ગુર્જર મહાપ્રજાના લોકકલ્યાણમાર્ગ શોધતો થયો. બ્રહ્માંડમાળામાં સૂર્યમાળા નર્મદને ન્હાની લાગી; સૂર્યમાળામાં પૃથ્વી ન્હાની લાગી; પૃથ્વીભરની ઉથલપાથલોમાં ગૂર્જરદેશે પ્રવર્તતી કાળસંક્રાન્તિ ન્હાની લાગી. કાળબ્રહ્મનાં ઓધ, ગામ્ભીર્ય, વિશાળતા નર્મદે નિહાળ્યાં. નર્મદ કવિવરને ત્ય્હારે થયું કે દાયકો તો કાળબ્રહ્મના સાગરતટના વેળુઢગનું એક અણુપરમાણુ છે. મહાપ્રજાઓના વિનિપાત ને ઉદ્ધાર વર્ષોથી નહીં, દાયકાઓથી નહીં, સૈકાઓથી મપાય છે. 'એક છે, અનેક છે; એકમાં અનેક રાજે છે' વિ. નું ગુર્જરવિખ્યાત નર્મદસ્ફૂત એ કવિવરે વિરાટદર્શને ગાજીને ગાયું.

નર્મદના સાક્ષરઉદ્યોગનો સમગ્ર હુંડો એમ વિરાટદર્શનમાં પરિણમ્યો. કવિ હતા; ઋતુવર્ણન લખતા, ડોન જૂઆન લખતા, સભાઓ ગજવતા,

દયારામશાઇ ગરબીઓ લલકારતા, શામળશાઈ વજેસંગચાહુબાની વાર્તા રચતા, વીરરસનાં બ્યૂગલ વગાડતી લાવણીઓ ગાતા, મહાકાવ્યના મનોરથ સેવતા. એ કવિવરે કાળસાગરમાં ઝોલાં ખાતો માનવવંશને નિહાળ્યો, લોકલોકના ઝીલાતા રાસ નિરખ્યા, ત્હારે ઘડીક સ્તબ્ધ થયા; પ્રૌઢા શાન્તિપ્રવાહમાં પડ્યા; ગાંડીવધન્વા ધ્રૂજી ઉઠ્યો હતો એમ ધ્રૂજી ઉઠ્યા; થંભ્યા, વિચાર્યું, વાગોળ્યું; ચક્કર ચક્કર, સુદર્શન ચક્રની પેઠે, આંખોને ચક્રાવો ખવરાવી ખવરાવી દેશસીમાઓ ફરીફરીને નિહાળી જોઇ; રોગ જોયા, અપાતી ઔષધિઓ જોઇ. અન્તે એ સંસારધન્વન્તરીને થયું કે પ્રજારોગનું નિદાન સાચું છે, અપાતું ઔષધ સાચું નથી. ધર્મને વિસારી કેવળ બુદ્ધિવાદથી આપણા કે કોઇ દેશના સંસારરોગ મટે નહીં. કવિને 'ઇતિહાસના અધ્યયનથી કાળમાહાત્મ્ય વધારે મનમાં ઠસ્યું.' (નવલરામ).

નર્મદે નિજની ભૂલ નિરખી, થંભ્યો, વિચાર્યું, વિમાસણમાં પડ્યો. અને પછી ભૂલ્યા ત્હાંથી ફરી ગણતો એ સંસારમીમાંસક ધર્મવિચાર લખવાને પ્રેરાયો.

એ ધર્મવિચારો પછી ધીરે ધીરે આપણા સમસ્ત ગુજરાતીઓના નવા સ્થપાયેલા 'ગુજરાતી' પત્રમાં પ્રકટ થયા. 'ગુજરાતી' પત્રની એ પ્રથમ ગુર્જરસેવા અને નર્મદની એ છેલ્લી ગુર્જરસેવા.

દલપતે આયુષ્યને પ્રથમ પગથિયે ધર્મદર્શન કીધાં હતાં, અને તેથી લાંબા જીવનપન્થમાં આયુષ્યની ભૂલો કોક કીધી હતી. નર્મદે આયુષ્યને છેલ્લે પગથિયે ધર્મદર્શન કીધાં, અને તેથી આયુષ્યની ભૂલો અનેક થઇ હતી. પણ અન્તે ધર્મદર્શન કીધાં એ નર્મદની માનવમહત્તા.

દલપતનર્મદને કવિતા તો સાધન હતું, પ્રજાકલ્યાણ એ જીવનલક્ષ્ય હતું. બેસતા નવયુગના બન્ને કવિવરો હતા; પણ એથીયે અધિકા દલપતનર્મદ આપણા નવયુગના આદ્ય સંસારમીમાંસકો હતા.

'રાજ્યરંગ' લખવાને માટે નર્મદે ન્હાનામ્હોટા ૨૦૦ ગ્રન્થોનું અવલોકન કર્યું, 'ને ઘણા ઇતિહાસ વાંચ્યા, વિચાર્યા.' 'એ બધામાંથી કવિને એ સિદ્ધાન્ત હાથ લાગ્યો કે કોઇ પણ દેશની સ્થિતિ કે વિચારો લાંબા કાળના પરિપાકથી જ બદલાઇ શકે છે.' આ બધાં નર્મદમિત્ર નવલરામનાં વચનો છે. એ રીતે ત્હારે 'યાહોમ કરીને પડો, ફત્તેહ છે આગે-'ના ઉદ્દ્ગાતાને 'ધીરે ધીરે સુધારાનો સાર' એ (Social Evolution) સંસારઉત્ક્રાન્તિનો ઐતિહાસિક મહાસિદ્ધાન્ત જગત્ ઇતિહાસના અભ્યાસે સ્હમજાયો. નવલરામ ઉમેરે છે કે 'અનુભવમાં એ કેટલાક વખતથી આવેલું જ, પછી શાસ્ત્રીય (Scientific) સિદ્ધાન્તથી પ્રતિપાદિત થયું.'

નર્મદે જાણ્યું કે 'ધીરે ધીરે સુધારાનો સાર' ગાનારો દલપત ખોટો ન હતો.

નર્મદલાખ્યો એ પ્રજાઉત્ક્રાન્તિનો સિદ્ધાન્ત નર્મદનાં પ્રખ્યાત કાવ્ય-ચરણોમાં છે કે

રણ તો ધીરાનું, ધીરાનું;
નહિ ઉતાવળા–કાયરનુંઃ
રણ તો ધીરાનું, ધીરાનું.

નર્મદના ગર્જતા ગિરિઘોષે પછી ધીર ગમ્ભીર મહાનદનું સ્વરૂપ ધાર્યું.

ધર્મવિચારમાંના નર્મદના અનુભવઉદ્‍ગાર કેટલાક આ રહ્યાઃ

(પાનાંના આંક આપ્યા છે તે ધર્મવિચારની ત્રીજી આવૃત્તિમાંના છે.)

પા. ૨૧૦ઃ સોળ વર્ષે સ્વધર્મથી પતિત રહ્યા પછી પાછો સ્વધર્મના સિદ્ધાંતોને સત્ય માનતો થયો.

પા. ૨૦૯ઃ ૧૯૧૬ માં પરમહંસ સભામાં દાખલ થયા. એ (કવિ પોતે) લખે છે કે હું પહેલવહેલો 'સંસ્કારી' સુધારાવાળો ૧૮૫૯ માં થયો. નર્મદજીવનકથા, નવલરામ. 'સંસ્કારી' સુધારાવાળો એટલે શું?

પા. ૨૦૯, નોંધઃ અસલ અમારા મુખ્ય વિચારો હતાઃ "જગતકર્તા એક છે ને તે સકળ સદ્‍ગુણયુક્ત છે; અનેક નામ તે ગુણ ઉપરથી. વેદ ઈશ્વરપ્રેરિત નથી; દેવ પિતર નથી–વ્રત જપ તીર્થ એથી ફળ નથી. માત્ર મનશુદ્ધિ જોઇએ. શ્રાદ્ધ નિરર્થક છે. અવતાર વળી કેવા? ઈશ્વર નિરાકાર છે, મૂર્તિ ન પૂજવી. સ્વર્ગનરક એટલે પાપપુણ્યનો બદલો. જીવને જન્માંતર નથી. સૌ માણસ સરખાં છે. જાતિભેદનું પ્રયોજન નથી. અન્યધર્મી સાથે ભોજનવહેવારથી ને મદ્યમાંસ વાપરવાથી પતિત થવાતું નથી. ધર્મક્રિયા આવશ્યક નથી; લગ્નક્રિયા, મરણક્રિયા નિરર્થક છે."

પા. ૨૦૯ઃ ૧૯૩૦–એ વર્ષને અંતે (સરસ્વતીમન્દિર સ્થપાયા પછી દશેક માસે) બ્રહ્મના તત્ત્વસ્વરૂપ વિષે, તેના અવતરણસ્વરૂપ વિષે, ને વેદ ઈશ્વરપ્રેરિત છે એ વિષે હું નિઃસંદેહ થયેલો.

પા. ૨૦૭ઃ સં. ૧૯૦૮ માં પરમહંસ સભા મુંબઇમાં થતી હતી, પણ તે પોતાનું કામ ખાનગી રાખતી. તેનો ઉદ્દેશ લોક ખાવેપીવે જાતિભેદ ન રાખે તેવું કરવાનો હતો...છૂપા સભાસદો નોંધતા......એમાંના કેટલા-એક તથા બીજાઓએ મળી ૧૯૨૪માં પ્રાર્થનાસમાજ સ્થાપી. જાતિભેદનો વિષય પડદામાં રાખી એક જગદીશ્વરની ભક્તિનો બોધ બહાર પાડ્યો. એમ દક્ષિણીઓનું જોઇ અમદાવાદના ગુજરાતીઓએ પ્રાર્થનાસમાજ સ્થાપી (૧૯૩૦ માં)

પા. ૨૦૫: પ્રજાએ હવે કીયો માર્ગ લેવો ?...ધીરજ રાખવી.

પા. ૨૦૪: દેશની એક જ ભાષા કરવી.

પા. ૨૦૨: ભોગલલુતા વધી ગઇ છે.

પા. ૨૦૧: લોકના અગ્રેસરો પોતાનું ઐક્ય કરી શકતા નથી, તો બીજા કોની વાત કરવી ?

પા. ૧૯૦-૯૧: ૧૬૫૮ સુધી લોક સર્વ પ્રકારે સુખી હતા. પછી ૧૧૦ વર્ષ દેશમાં સ્વસ્થતા નહોતી.

પા. ૧૦-૧૧: પરદેશી ખ્રિસ્તી ઇંગ્રેજો જેટલું જેવું સુખ દેશી પરધર્મી લોકને સઘળી જાતને સરખી રીતે આપે છે તેવાં છસેં સત્યાસી વર્ષના કાળમાં (૧૧૯૩ પછી) કોઇ હિન્દુ કે મુસલમાન રાજ્યે આપ્યું છે ? ના; રાજ્ય સારૂં છે........રાજનીતિ બગડવા માંડી છે એમ સમજૂકો કહે છે, પણ તેઓ નથી ઇચ્છતા કે રાજ્ય જાય.

પા. ૩૨: વિધવાવિવાહ એ સુધારાના ઇતિહાસનું એક મોટું પ્રકરણ છે, જે વિષય ૨૭ વર્ષ થયાં ગુજરાતી લોકમાં ચર્ચાય છે; જે વિષયમાં બન્ને કવિએ લખ્યું છે—દલપતરામે વધારે.

પા. ૬૫: સતી થવાનો ચાલ બંધ પડવાનો ધારો થયો ( ડિસેંબર ૧૮૨૯). સતી થવું એ નિત્યધર્મ, પણ સતી ન થવું, એ સમયનો ધર્મ થયો.

પા. ૧૨૬: અમારૂં મત હવે આ છે કે ધર્માચારે પોતાને ઉંચી માનનારી જ્ઞાતિઓમાં વિધવાલગ્ન ન થવાં.

પા. ૩૩: નર્મકવિતાના શ્રૃંગારમાં જુવાનિયા બહુ રાજી છે, પણ તેમાંના વીર કે શાંતને શું કરવા જુવે ? એ સઘળું શું બતાવે છે ? ભ્રષ્ટ નીતિ.

પા. ૩૪: મર્યાદા સુઘડતા ભણેલીઓ ઘરમાં ઓછી, પણ બહાર બહુ બતાવે છે.

પા. ૩૪: અમે નથી સમજતા કે સુધારો ( વલ્લભી ) મહારાજનો પીછો શા માટે નથી મૂકતો ?......સુધારો નીતિઅનીતિનો પારેખ થવાનું ડોળ કરે છે, પણ તેનાં કર્મ તે સઘળી બતાવી છે તેની ક્રિયામાં ને કાર્યમાં.

પા. ૩૪, નોંધ: શું બીજા પંથોમાં દુરાચાર અનાચાર છળપ્રપંચ નથી ? એ એનું પાપ વિશેષ કે વલ્લભપંથના જારકર્મનું ? એ પાપ વિશેષ કે સુધારાનાં ખોટાં કર્મનું ? યમરાજા કે તેનો ચિત્રગુપ્ત જાણે !

પા. ૩૩: આપણામાં નીચી મનાતી જ્ઞાતિઓએ દારૂથી દૂર રહેવા માંડ્યું ત્યારે ઉંચી જ્ઞાતિઓ તેમાં આનંદ માણુતી થઇ છે.

પા. ૭૭: ઉષ્ણતા દેખાતી નથી, પણ અસર કરે છે; તેમ પુણ્ય-પાપની અસર પણ છૂપી ક્રિયાને પ્રકટકાર્ય દેખાડે છે.

પા. ૪૦: સુધારાનો પ્રવાહ અટક્યો છે ને ક્ષીણ થયો છે; અમે દિશા બદલાવિયે છીએ...હવે અમે કાળને નમી માનપૂર્વક સુધારાનું વિસર્જન કરીશું.

પા. ૧૧૮: મંડળ(Society)ની અમણાંની સ્થિતિ સારી કરવાને પ્રથમ તો જનોએ પોતાની નીતિ સારી કરવી જોઇએ.

પા. ૧૧૮: વિલાસ ઉપરથી આસક્તિ ઉડાવવી.

પા. ૧૧૪: આર્યને સ્વધર્મે જ શ્રેય છે, અન્યથા નહીં.

પા. ૩૬: ગુજરાતી સુધારાને આશરો આપનારા વિષે કોઇ પ્રસંગે લખાશે. તો પણ ત્રણ નામ તો અહીં ઘણી પ્રસિદ્ધિને લીધે લખી રાખીશું. શેઠ મંગળદાસ, શેઠ લક્ષ્મીદાસ, શેઠ બહેચરદાસ (લશ્કરી).

પા. ૩૭: સુધારો પોતાનાં યોજેલાં કામમાં ફાવી શક્યો નથી.

પા. ૩૭: ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો, માંડો પંડ્યા ઘરથી.

પા. ૩૩: સુધારો કરવાને માટે બે નીતિ કહેવાય છે.

—'ધીરે ધીરે સુધારાનો સાર' અને 'યા હોમ કરીને પડો.' એ બેમાં સમયને માટે બીજી જ જરૂરની હતી. તે જુવાનીયાએ બહુ વખાણી. પણ કામ કરવામાં તે વપરાઇ નથી ને વપરાઇ ત્યાં દુઃખદ થઇ છે, જોઇએ તેટલો પણ વિચાર ન કરવાથી, પહેલી નીતિનો ઉપયોગ વિશેષ વ્યવસ્થિત કાળમાં કરવાનો છે, તો પણ એ બે નીતિને પ્રસંગ વિચારી યોજવી.

ધર્મવિચારે અનેક વિચારકોને પુનરાવલોકન કરાવ્યાં. નવલરામને તો મ્હોટું મનોમન્થન થયું કે સુધારો મરી ગયો કે શું? અને અન્તે નવલરામે સાર સારવ્યો કે ના, સુધારો મરી નથી ગયો, જીવે છે; પણ તે સુધારકોને લીધે નહીં, પણ નવસંસ્કૃતિનાં કાળબળો ને દેશભરમાં ચ્હડતી ભરતી કારણે. ધર્મવિચારમાંના નર્મદના સંસાર અનુભવોને નવલરામ સાક્ષી પૂરતા, સાચા કહેતા, પણ કહેતા કે જહાજ ભાંગે પ્રવાહ અટકતા નથી, ઝાંઝરઝમઝમતા રાજરથ ભાંગ્યે યાત્રાના પન્થ ભાંગી પડતા નથી.

આમ સૂરતવાસ કીધા પછી નર્મદના ઉત્તરજીવનમાં ત્રણ મહાન જીવનપલટા થયા. પ્રથમ તો નવલરામ સ્વાનુભવની સાક્ષી પૂરે છે તે, પરસ્ત્રી સ્હામે દૃષ્ટિયે ન કરતી પવિત્રતાનો; બીજો વાવાઝોડા જેવા છુટા ને તરંગોને બદલે ગંભીર ચિન્તન મનન ને વિચારણાનો, અને ત્રીજો ઇતિહાસના અધ્યયને પ્રીછેલા કાળમહિમાનો. ગાયત્રીના ત્રણ પાદ સમી એ મન્ત્રત્રયી નર્મદજીવનમાં સ્થપાયા પછી વિચારદેશે તેમ જ વ્યવહારદેશે દલપતનર્મદનું મિલન થયું. એ પૂર્વે એ કવિવરો પ્રજાકલ્યાણના એક જ તીર્થના, પણ ભિન્નભિન્ન માર્ગના, યાત્રિકો હતા; તે પછી બન્ને એક જ તીર્થના એક જ માર્ગના યાત્રિકો થયા.

વેદઋચા છે કે પરો રજસે સાવદોમ; રજસ્‌થી પર છે તે તેજ હું છું. નર્મદે રજસ્‌ના વાઘા ઉતાર્યાં ને સાત્ત્વિકતાનો ઉપરણો ઓઢ્યો. દલપત તો યૌવનની યે પૂર્વેથી સાત્ત્વિકતામાં રમતો હતો. ઉભય હવે એકવર્ણી થયા.

દલપતનર્મદનું મિલન એમ અશક્ય મટી શક્ય થયું. સંસ્કૃતિઓના સંગમઘાટે પછી કવિવરો મળ્યા.

કવિજીવનમાં નવલરામ ડૉ. ન્યૂમેનનું દૃષ્ટાન્ત કહે છે, લૉર્ડ રીપનનું દૃષ્ટાન્ત કહે છે, સાળી સાથે પરણવા દેવાની વિલાયતમાંની ઝુમ્બેશનું દૃષ્ટાન્ત કહે છે; અને પછી કહે છે કે આપણા જ દેશમાં નહીં, 'સત્રળે સંસારસુધારો બહુ મોડો થાય છે.' 'કેળવાયેલાઓમાંથી સેંકડે ૯૫ તો જુઠા અને એકલપેટા બાયલા જ પર્યન્તે નીવડે છે.' 'જાહેર રહેણી લેવા બેસીએ તો સોએ સો જ પાછા જૂના પક્ષમાં જઇ ભળે છે.' 'જદુનાથજી મહારાજ સાથે (૧૮૫૯ માં) પુનર્વિવાહનો વાદ ઉઠાવ્યો તે વેળા કિસનદાસ બાવો–જે બડો તાલીમબાજ હતો–તેને સાથે લઇને એકલા જવું પડ્યું ત્યારથી જ કવિનું સુધારાવાળા પરથી તો દિલ ઉઠવા માંડ્યું હતું.' વખત જતો ગયો તેમ તેમ ખાત્રી થવા લાગી કે 'સુધારાવાળામાં લોકવિચારની સામા ખુલ્લી રીતે પડવાની હિંમત નથી;' નવલરામભાખ્યું નર્મદજમાનાનું આ સુધારકદર્શન. પછી નર્મદે સુધારા સંબંધી જે પોતાના મૂળ ઉચ્છેદક વિચારો હતા તેનું ફરીથી તોલન કરવા માંડ્યું; તેમાં ઘણી ખામીઓ દેખાઇ; વિચાર ફેરવવા માંડ્યા; 'આ વિચારોનો વ્યત્યય એકાએક નહીં, પણ ક્રમાનુસાર અને દેશહિતની લાગણીથી ઘણે કાળે થયો હતો.' 'અભિમાન તથા કીર્તિલોભ જઇને આ વેળા નર્મદાશંકરના મનમાં શુદ્ધ દેશહિતની જ બુદ્ધિ રહેલી હતી.' 'એ લખાણ ગંભીર અને ઘણા વિચારનું ફળ છે. એમાં કવિના વિચાર બુદ્ધિવાદ–Rationalism મૂકી અગમ્યવાદ–Mysticism તરફ ઘણે દરજ્જે ઝોકી ગયા છે.' ખરૂં; બુદ્ધિ એકલી માનવીને પરિતર્પતી નથી. માનવઆત્મા બુદ્ધિથી પરને વાંછે છે. સ્થૂલમાંથી ગહનતા ભણી નર્મદ કવિ એમ ઝોકાયા.

નર્મદની એ નવમીમાંસા પછી ધર્મવિચારમાં જગજાહેર થઇ.

દલપતનર્મદના કવિમિલનના પ્રસંગ પાછળ આમ નર્મદનો ઇતિહાસ છે, નર્મદને થયેલા ત્યહારના સુધારાવાળાઓના અનુભવોનો ગુર્જરઇતિહાસ છે, રાજ્યરંગ ને મહાકાળદર્શન લખતાં વાંચેલા ને નર્મદને વિરાટનો કાળમહિમા શીખવતા ૨૦૦ ગ્રન્થોનો જગતઇતિહાસ છે. એ ઇતિહાસોમાંના કારણબળોને પરિણામે દલપતનર્મદનું કવિમિલન થયું.

નર્મદના શ્રાદ્ધરૂપે લખેલા કવિજીવનના ઉપસંહારમાં, ૧૮૮૭ માં, નર્મદજીવનનો સરવાળો ઉચ્ચારતાં નવલરામ કહે છે કે, 'આપણા ગુર્જર-

